

# શ્રીગોકુલેશ પાઠશાળા

## વર્ષ ૨ અંક ૩

## અષાઢ સુદ ૧૧, ૨૦૬૪

## શ્રીદેવશયની એકાદશી વ્રત

શ્રીવલ્લભકુલભૂષણ સકલ શાસ્ત્ર શ્રતિધાર,
વકતા કર્તા રક્ષક શિક્ષક ધર્મ સુચાર.
શ્રીસુરેશપ્રભુ એક જે શ્રીગોકુલ ઘરના ધણી,
રાખી સૃષ્ટિને નિજચરણે, ધરી સિદ્ધાંતની છડી.

સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ સનાતન ધર્માનુસાર શ્રીગુરુ પૂજન પર્વ એટલે કે શ્રીવ્યાસ પૂર્ણિમા - શ્રીગુરુ પૂર્ણિમાની વધાઇ. શ્રીગોકુલેશ પાઠશાળાના આ નિયમીત અંક દ્વારા આપણે શ્રીમહાપ્રભુજીની વાણીનું રસપાન કરી રહ્યાં છીએ. ક્યારેક એવું બને કે અમે સમયસર અંક આપની સમક્ષ આપી નથી શક્યાં, તે બદલ ક્ષમા માંગીએ છીએ. ગયાં અંકમાં અમે આપની સમક્ષ ૩ પ્રશ્નો મુક્યાં હતાં. આશા રાખીએ છીએ કે આપ સૌ તે પ્રશ્નોનો ઉત્તર અવશ્ય અમને લખી મોલકશો.

આ વખતે પણ આપ સૌની સમક્ષ ફરી પ્રશ્ન મુકીએ છીએ. આપ સર્વ તેનો ઉત્તર દેશો, એવી અભિલાષા. આ કોઇ પરીક્ષા નથી. કેવળ સૌની જીજ્ઞાસા કેમ કરી તૃપ્ત થાય, તે હેતુસર આ પ્રશ્ન મુક્યા છે.

પ્રશ્ન ૧. **સેવા કેમ કરવી ?**

પ્રશ્ન ૨. **શ્રીબેઠકજી શું છે ? અને શ્રીબેઠકજીએ જઇને આપણે શું કરવું જોઇએ ?**

પ્રશ્ન ૩. **શું ધર્મ (પુષ્ટિમાર્ગ)ને Marketing ની જરૂર ખરી ? કેમ ?**

આપણે સૌ આ પ્રશ્નો પર વિચાર પ્રકટ કરીએ, એવી આશા સાથે જૈ જૈ શ્રીગોકુલેશ....

ભાવત્ક

દાસ ગોપાલ (વડોદરા), રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)

।। શ્રીગોકુલેશો જયતિ ।।

ગુરુ શિક્ષા - ૯

# કૃષ્ણની ઝંખના- ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

## વિચાર અને આચાર એકજ સિક્કાના બે પાસા :-

આપણે ધર્મ શબ્દનો અનેક વાર અર્થ જોયો હશે. આપણે દર્શન (તત્વજ્ઞાન) અને ધર્મની બાબતો સમજી હશે. ઘણા બધા આ બન્નેને અલગ બતાવે છે, તમારા લૌકિક જીવનાં પણ તમે થોડુક ચિંતન કરશો તો તમને ખ્યાલ આવશે કે જે આપ વિચારો છો અને વિચારી ને આચરણમાં મૂકો છો તેમાં કોઈજ ફેર નથી. માત્ર વિચાર અને આચારના બે પાસા છે એ બન્ને પાસા આપની સાથે અભિન્ન રીતે જોડાયેલ છે. એટલે ભારતવર્ષમાં દર્શન-ફિલોસોફી તે માત્ર ચિંતનનો કે વૈચારીક સ્તરની વસ્તુ ક્યારેય રહી નથી. (જે રીતે પાશ્ચાત્ય સંસ્કૃતિ છે). (વિચારના મૂળ પશ્ચિમી દર્શનમાં પણ બહુ ઊંડા છે, પણ એનો આચરણ સાથે કોઈ સંબંધ નથી). આપણા ભારત વર્ષમાં એવું નથી, પણ વિચાર અને આચરણ એકજ સિક્કા ના બે પાસા હોય અને બન્નેમાંથી કોઈ પણ એક ઘસાઈ જાય તો માર્કેટમાં એ સિક્કો ચાલશે નહીં. ભારતીય ઈતિહાસમાં આપણે જોઈએ તો ધર્મ અને દર્શન એ અભિન્ન પાસા છે, તેથી શ્રીમહાપ્રભુજી દ્વારા કથન વચન *..અતેસ્તુ બ્રહ્મવાદેન...*, શ્રીમહાપ્રભુજીની વિચાર પરંપરા નું નામ છે **બ્રહ્મવાદ**. એનુંજ એક બીજુ નામ છે **પુષ્ટિમાર્ગ**, અને એનું ત્રીજું નામ છે **ભગવત ધર્મ** કહો, પુષ્ટિમાર્ગ કહો કે ધર્મવાદ કહો, બધુ એકજ છે મૌલિક રીતે તેને બ્રહ્મવાદ કહેવુ જોઈએ. અને આ બ્રહ્મવાદ શબ્દ શ્રીમહાપ્રભુજીને બહુ જ ગમે છે. આપણે ષોડશ ગ્રંથનો પાઠ કરીએ છીએ તો એક બાબત ચોક્કસ ધ્યાનમાં આવી હશે કે શ્રીમહાપ્રભુજીએ શ્રીહરિ શબ્દ પણ બહુજ ગમે છે. કેમકે હરિ શબ્દમાં ભક્તના દુઃખને હરવાનો કે દૂર કરવાનો જે ભાવ બતાવ્યો છે તે પ્રગટ થાય છે તે શ્રીમહાપ્રભુજીને ખૂબજ ગમતુ હોય છે, શ્રીમહાપ્રભુજીને બ્રહ્મવાદ પણ બહુજ ગમે છે, તેથી કંઠી પહેરેલા શ્રીમહાપ્રભુજીનાજ સેવકો છે. જેઓ શ્રીમહાપ્રભુજીના શ્રીચરણ શરણમાં આવેલા છે તેઓ ના હૃદયમાં એક ભાવ સ્થિર છે કે —

ભલે બુરે તોઉ તેરે શ્રીવલ્લભ, ભલે બુરે તો તેરે શ્રીવલ્લભ

આ ભલે બુરેનો ભાવ જે આપણા હૃદયમાં થશે તો? જે અમે નારાજ છીએ. જેવા છીએ તેવા. આપ સ્વીકારશો તો બધુજ સરળ થઇ રહેશે. શ્રીવલ્લભચરણ થકી. તો શ્રીમહાપ્રભુજીને જે શબ્દ ગમે છે તે બ્રહ્મવાદ ને આપણે યાદ રાખવો જોઇએ. તેથી શ્રીમહાપ્રભુજીના દર્શન શાસ્ત્ર અને ધર્મમાં કોઇ જાતનો ભેદ નથી. તે તો બે પાસા છે.

વર્ણાશ્રમ અને આત્મધર્મ :-

ધર્મના મુખ્ય બે પ્રકાર આપણે જોયા. જેને તમે અપરસ કહો છો તે વર્ણાશ્રમ ધર્મ છે. અને જેને સેવા કે શરણાગતિ કહો છો તે આત્મધર્મ છે. તેથી વર્ણાશ્રમ ધર્મ અને આત્મધર્મ સ્વતંત્ર છે. પુષ્ટિમાર્ગમાં વર્ણ અને આશ્રમની કોઇ સીમા રહી નથી. જે રીતે મર્યાદામાર્ગ અથવા શાસ્ત્રમાં બતાવેલા ધર્મો છે, તે અને શાસ્ત્રમાં બતાવેલી ભક્તિ કહીએ છે તે વર્ણાશ્રમ વ્યવસ્થાથી જ આગળ વધશે. પરંતુ માત્ર પુષ્ટિમાર્ગમાં વર્ણાશ્રમ નથી. વર્ણાશ્રમનું ઉલ્લંઘન કરીને પણ ઘણા બધા ભક્તો થયા છે એક બાજુ મોહના પણ છે. બીજી બાજુ અલીખાન પઠાણ, રસખાન જેવા પઠાન-મુસલમાન પણ છે. તેની ક્ષિતિજ ઘણો વ્યાપક છે. પુષ્ટિમાર્ગ આ રીતે પણ વિશ્વધર્મના અર્થમાં સમજાવવાનો મારો પ્રયત્ન નથી. એટલુ જ કહેવા માંગુ છુ કે વર્ણાશ્રમ ધર્મ ક્યાં છૂટી જાય છે. આજે જે અપરસથી આપણને એલર્જી થઇ રહી છે તે જાણે-અજાણે તેની સાથે વેર આપણે બાંધી લીધુ છે. મહેરબાની કરીને તેને દૂર કરી દેશો કારણ આપણી સાધન અવસ્થામાં તેના વગર કશુંજ સિદ્ધ થશે નહીં. એને માટે મેં તમને ઉદાહરણ આગળ બતાવ્યાજ છે કે તબીબ વિજ્ઞાનમાં જેમ ચોખ્ખાઇ (હાઇજીન)ના નિયમો અનિવાર્ય છે તેમ પુષ્ટિમાર્ગમાં સાધન અવસ્થામાં આ અપરસ કે આચાર વ્યવસ્થા ફરજીયાત છે, તે છૂટી જશે, જ્યારે ઇન્દ્રિયાધ્યાસ છૂટી જશે, જ્યારે અંતઃકરણાધ્યાસ છૂટી જશે, જ્યારે સ્વરૂપ વિસ્મૃતિ, સ્વરૂપ સ્મૃતિમાં બદલાઇ જશે, ત્યારે વર્ણાશ્રમ કે બધાજ આચારના નિયમો લાગુ નહીં પડે. અને તેની આગળ વધી શકશુ તેથી જ બજારમાંથી આવતી જલેબી શ્રીપ્રભુ અંગીકાર કરી શકે છે. અને આરોગી શકે છે તેમાં કશું જ બાધક આવતું નથી. પણ મારી અને તમારી અવસ્થામાં જ્યાં સ્થૂળ તથા દેહાધ્યાસ

ડગલે ને પગલે નહીં, પણ દરેક શ્વાસે પરોવાયેલ છે. આ અવસ્થામાં જો આપણે આવો પ્રયાસ કરવા જઈએ તો તે એક અપરાધ છે. આ પ્રયાસ આપણા માર્ગનો ગુન્હો છે. એટલે તેનાથી આપણે દૂર રહેવુ જોઈએ. અને આખી બાબત સમજાવી જોઈએ. મારું કહેવાનું તાત્પર્ય એ જ હતું કે ધર્મનો એક વ્યાપક અર્થ છે. **ધારયતિ ઈતિ ધર્મ**, અને **ધરતિ ઈતિ ધર્મ**, જે કંઈ પણ જીવન પ્રણાલી છે. એક એક ક્ષણની ચેષ્ટા મન વાણી અને દેહ બધી ચેષ્ટા એમાં આવી જાય છે. એક એવો વ્યાપક ધર્મનો અર્થ છે. બીજો ધર્મનો પારિભાષિક અર્થ છે *જ્યાં વેદમાં જે કાઈ પણ આદેશ મળે છે* આજ્ઞાઓ છે. આ આજ્ઞાઓનું જ્યારે પાલન કરીએ છીએ એનું જ્યારે આચરણ કરીએ છીએ એનું નામ છે ધર્મ. અને આપણા ભારતીય ધર્મ શાસ્ત્રના ગ્રંથમાં ધર્મ શબ્દનો જે અર્થ નીકળે છે અને જેનો ઉપયોગ થાય છે તે આ રીતનો થાય છે. વેદમાં બતાવેલા જે વિધિ નિષેધ છે બીજા શબ્દોમાં વેદ વિહિત જે વાતો છે તે આપણા માટે ધર્મ કહેવાય છે. તેથી એ વ્યાપક અર્થને દરેક જગ્યાએ લગાડવાનો પ્રયત્ન નહીં કરતા. તમારી પૃષ્ઠ ભૂમિમાં જરૂર રાખજો. વ્યાપક અર્થ હોવા છતાં ૮૦ ટકા આપણા શાસ્ત્રોમાં ધર્મ શબ્દનો વેદ વિહિત આજ્ઞાના અર્થમાં પ્રયોગ થાય છે. વેદ વિહિત જે કાંઈ છે તે ધર્મ છે. વેદનું વિધાન છે કે તું આવું કર, તું અગ્નિહોત્ર કર, તું આવું ન કર. આ નિષેધની જે આજ્ઞા છે તે વર્ણાશ્રમ પ્રમાણે, આપણે જે વર્ણમાં છીએ અને જે અવસ્થામાં છીએ તે પ્રમાણે કરવુ જોઈએ. આશ્રમના બંને પ્રકાર શ્રીમહાપ્રભુજીએ સ્વીકાર્યા છે. શતાયુ આયુ તરીકે ગણીને ૨૫-૨૫ વર્ષના ચાર વિભાજન કરવામાં આવ્યા છે અને આયુના આધારે શરીરની ક્ષમતાના આધારે જે વિભાજન છે તે પણ શ્રીમહાપ્રભુજીને સ્વીકાર્ય છે. અને તેથી બંને વિભાજનને ધ્યાનમાં રાખી જે તે વર્ણ અને જે તે આશ્રમ સાથે સંબંધ હોય તે પણ ધર્મનો અર્થ છે. તેથી પ્રધાન તથા ધર્મનો ઉલ્લેખ આપણે ત્યાં શાસ્ત્રોમાં થતો હોય છે તે વેદ વિહિત અર્થમાં થતો હોય છે. એની હંમેશા નાની એક નોંધ લઈ લેજો.

**..શ્રીકૃષ્ણજ મારી ઝંખના છે, માંથી સાભાર..**

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## કયા માર્ગની ઉત્તમતા ?

### ભક્તિહંસ આધારીત લેખ-૧

**શિષ્ય**:- તો શ્રીગુરુદેવ! ઉપર આપશ્રીના જણાવ્યા પ્રમાણે જ્ઞાનમાર્ગ કરતાં ભક્તિમાર્ગ ઉત્તમ કહ્યો. તો પછી આ ભક્તિનું સ્વરૂપ શું છે? તે કૃપા કરી આજ્ઞા કરો.

**ગુરુદેવ** :- ભક્તિનું સ્વરૂપ શું છે? ચલ તને શ્રીગુંસાઇજી વિરચિત ભક્તિહંસ ગ્રંથ દ્વારા ભક્તિનું સ્વરૂપ તને સમજાવું. ધ્યાનથી શ્રવણ કરજે, કારણકે જે સમજુતી છે, તેમાં સુક્ષ્મ ભેદ છે, તેથી સમજફેર ન થાય. અને કોઇ શંકા કે સમજણ ન પડે તો પુછી લેવું.

હવે આગળ સમજ. પરબ્રહ્મ શ્રીગોકુલેશમાં અત્યંત સ્નેહ થવો તેનું નામ ભક્તિ છે, જેનું લક્ષણ અથર્વવેદ ગોપાલતાપનીય ઉપનિષદ્‌માં નીચે પ્રમાણે છે -

भक्तिरस्य भजनं तदिहामुत्रोपाधिनैराश्येनामुष्मिन्

मन:कल्पनं तदेव च नैष्कर्म्यम् ।।

અર્થ :- આ શ્રીગોકુલેશનું ભજન કરવું એનું નામ ભક્તિ છે. તે ભજન આલોક અને પરલોકના સ્વાર્થની આશા છોડીને શ્રીગોકુલેશમાં પોતાનું મન લગાડી કરવું અને તેજ ભક્તિ નિષ્કામ કહેવાય છે. તેમજ શાંડિલ્ય સૂત્રમાં કહ્યું છે કે -

सा परानुरक्तिरीश्वरे ..ब्रह्मसूत्र २

અર્થ :- શ્રીગોકુલેશ ભગવાનમાં અત્યંત આસક્તિનું નામ ભક્તિ છે. સાથેજ નારદ પંચરાત્રમાં પણ કહ્યું છે કે -

माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोऽधिकः स्नेहो ।

भक्तिरिति प्रोक्तस्तथा मुक्तिर्न चान्यथा ।।

અર્થ :- ભગવનાનું માહાત્મ્ય સમજીને તેમનામાં અત્યંત દૃઢ કોઇ પણ કારણથી ખસે નહીં તેવો, અને સર્વથી અધિક-દેહ, પુત્ર, સ્ત્રી, ધન વિગેરેના સ્નેહથી પણ અધિક એવા સ્નેહનું નામ ભક્તિ છે.

શિષ્ય :- કૃપાનાથ! આપશ્રીએ ઉપર જ્ઞાનમાર્ગ કરતાં ભક્તિમાર્ગ ઉત્તમ છે, એમ સિદ્ધ કર્યું તેમજ ભક્તિની સિદ્ધિ માટે કુલપરંપરાપ્રાપ્ત સત્સાંપ્રદાયિક વૈષ્ણવ સદ્ગુરુ પાસેથી શ્રીગોકુલેશના મંત્રનો ઉપદેશ લેવાનું પણ સિદ્ધ કર્યું, પણ તેમાં એવી શંકા થાય છે કે તંત્રોક્ત તેમજ મંત્ર શાસ્ત્રોક્ત ગોપાલ આદિ મંત્રો પણ શ્રીગોકુલેશનાજ છે છતાં, તે મંત્રો નો ઉપદેશ નહીં આપતાં કેવલ અષ્ટાક્ષર તથા આત્મનિવેદન મંત્રનોજ ઉપદેશ આપવાનો પ્રચાર આપણા સંપ્રદાયમાં કેમ છે ?

ગુરુદેવ :- વાહ! શિષ્ય, તે ખૂબજ સુંદર પ્રશ્ન કર્યો. લે સમજ. તંત્ર તથા મંત્રશાસ્ત્રમાં જે મંત્રો લખેલા છે, તે બધા ઉપાસનામાર્ગીય છે, ભક્તિમાર્ગીય નથી અને આપણો સંપ્રદાય કેવલ ભક્તિ સિદ્ધ કરવા માટે જ છે, તેથી ભક્તિના અધિકારને સિદ્ધ કરવા અષ્ટાક્ષરમંત્ર તથા નિવેદનમંત્ર આપવાનો આપણા સંપ્રદાયમાં પ્રચાર છે.

શિષ્ય :- તો શ્રીગુરુદેવ ! શું ઉપાસનામાર્ગ તથા ભક્તિમાર્ગ બન્ને ભિન્ન છે? અને ભિન્ન હોય તો બન્નેનો ભેદ શી રીતે સમજવો?

ગુરુદેવ :- હા, વાત સાચી છે, ભક્તિમાર્ગ અને ઉપાસનામાર્ગ બન્ને ભિન્ન છે. અને તેનો પ્રકાર આમ સમજવો. तंत्राद्युक्तप्रकारेण मंत्रग्रहणपूर्वकं देवाराधनं उपासना અર્થાત્ તંત્રાદિકમાં કહેલા પ્રકારે મંત્રગ્રહણ કરીને દેવનું आराधन કરવું તેને ઉપાસના કહે છે અને માહાત્મ્યજ્ઞાન પૂર્વક સુદૃઢ સર્વતોધિક સ્નેહનું નામ ભક્તિ છે એટલે જે ક્રીયામાં તંત્રાદિકમાં વિધિપ્રમાણે કરવાની મુખ્યતા રહે છે તે ઉપાસના અને જે ક્રીયામાં સ્નેહની મુખ્યતા રહે તે ભક્તિ.

(...ક્રમશઃ)

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# સિદ્ધાંત રહસ્ય

..ગતાંકથી આગળ

**શિષ્ય** :- ગુરુદેવ! આપશ્રી મારી શંકાનું સમાધાન કરશો. કે જે ભગવદ્ અન્ન કે જે ભગવદ્ દ્રવ્ય છે એટલે કે તે દેવ દ્રવ્ય છે, શું આપણે દેવ-દ્રવ્ય ઉપાર્જીત અન્ન છે. તો દેવ-દ્રવ્યનો ઉપભોગનો દોષ છે, તો તેની નિવૃત્તિ કેવી રીતે સંભવે? આપ કૃપા કરી સમાધાન કરશો?

**ગુરુદેવ** :- આ શંકા તો ખૂબજ યોગ્ય છે, પણ તેની માટે શ્રીમહાપ્રભુજીએ વ્યવસ્થા પહેલેથીજ કરી રાખી છે.

निवेदिभिः समर्प्यैव सर्वं कुर्यादिति स्थितिः।

निवेदिभिः અહીંયા, કરણ ના અર્થમાં તૃતીયા વિભક્તિનો પ્રયોગ કર્યો છે. વ્યાકરણ શાસ્ત્રમાં કરણનો અર્થ સાધકતમં કરણમ્ (૧.૪.૪૨), આ પ્રકારે બતાવવામાં આવ્યું છે. અર્થાત્ જે સિદ્ધિમાં સાધકતમ્ હોય, એટલે કે સમર્પણરૂપ ક્રિયાની સિદ્ધિ માટે નિવેદિત પદાર્થોની સાધનતા છે. નિવેદિત પદાર્થો દ્વારા જ્યારે સમર્પણ કરવું જોઇએ, ત્યારેજ આત્મનિવેદન સિદ્ધ થાય છે, અન્યથા નહીં. હવે निवेदिभिः આ પદને સમજો કે અહીં નિવેદ છે જેમનામાં તે નિવેદન. જે નિવેદિત પદાર્થો છે, જે જીવાત્માના નિર્વાહ કરવાનો મુખ્ય કારણ છે, સાધન છે, ઉપાય છે, (ભગવાન)ને સમર્પિત કરીનેજ પોતાના વ્યવહારમાં ઉપભોગ કરવો. એટલે કે સ્વયંના આત્મસમર્પણના અવસર પર ભગવાન માટે જે દારાદિ (પુત્ર-પુત્રી, સ્ત્રી, ધન, વગેરે)જે ચેતન પદાર્થ છે, અને જે ગૃહ-વિત્તાદિ જે અચેતન પદાર્થ છે, તેમનો જે કાઇ પણ ઉપયોગ કરીએ, તે કેવળ શ્રીપ્રભુ માટે ચેતનાચેતન પદાર્થોનો યથોચ્ચિત યથાયોગ્ય વિનિયોગરૂપ સમર્પણ કરી નેજ કરે. આપણે ત્યાં નિવેદન એટલે દાન નહીં, પણ સમર્પણ છે. તેથી આપણે ત્યાં આ ભગવદ્ અન્નનો કોઇ પણ દોષ લાગતો નથી. આપણે ત્યાં એક વૈષ્ણવ તંત્રમાં આ પ્રમાણે આજ્ઞા મળે છે : -

शास्त्रे निवेदनं दानं ह्यर्पणं त्रिविधं स्मृतम्।

निवेदनं समुद्दिश्य द्रव्यस्य ज्ञापनं मतम्।

दानं स्वकीयतात्यागः परस्वापादनं विधेः।

अर्पणं स्वामिभोग्यस्य स्वामिने ज्ञापनं मतम्।

सूददृष्टान्तदृष्टेन तदेवं त्रिविधं प्रमा।

તેથી આપણા માર્ગમાં નૈવેધ શબ્દનો પ્રયોગ ન કરતાં સમર્પ્ય એમ શબ્દનો પ્રયોગ કર્યો છે. અર્પણની સાથે સમ્ ઉપસર્ગ જોડી દેવામાં આવ્યો, તેથી સમર્પણ અને આપણને તે સુચન કરે છે કે જે ભગવદર્થ અર્પણ ભાવ પૂર્વક થવો જોઇએ, અન્યથા કેવળ જ્ઞાપન કરવો અને ભાવ સહિત જ્ઞાપન કરવામાં કોઇ ભેદ-અન્તર નહીં રહી જાય. આ દ્વારા તે ફલિતાર્થ થાય છે કે ભગવત્સેવામાં ચેતન પદાર્થો વિનિયોગ સાથે, એટલે કે સ્ત્રી, પુત્ર, ઈત્યાદી દ્વારા સેવામાં વિનિયોગ સાથે અન્ન વગેરે નૈવેદ્યરૂપે અને વસ્ત્રાલંકાર વગેરે દ્વારા ઉચિત વિનિયોગ કરી તે સર્વને ભગવાન્ દ્વારા પ્રસાદરૂપે પ્રાપ્તનો વિનિયોગ કરવો જોઇએ. શ્રીભાગવતજીમાં આજ્ઞા પ્રાપ્ત થાય છે કે -

त्वयोपभुक्तस्रग्गन्धवासोलङ्कारचर्चिताः।

उच्छिष्टभोजिनो दासास्तव मायां जयेमही।। ११/६/४७

અર્થ :- અમે આપના (શ્રીગોકુલેશ) દ્વારા ધારણ કરેલી માળા પહેરી, આપણા દ્વારા ધારણ કરેલ ચંદન લગાયું, આપશ્રીના પ્રસાદી વસ્ત્ર પહેર્યા અને આપશ્રી દ્વારા ધારણ કરેલ ઘરેણાંઓ થી પોત-પોતાને સજાવ્યા. અમે આપની જૂઠન (અધરામૃત) ખાવા વાળા સેવક છીએ. એટલા માટે અમે આપશ્રીની માયા ઉપર અવશ્ય વિજય પ્રાપ્ત કરી લઇશું. તેથી પ્રભુ! અમે આપશ્રીની માયાથી નથી ડરતા, જો અમે ડરતા હોઇએ તો કેવળ આપશ્રીના વિનિયોગથી). ૧૧.૬.૪૬

શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે ઉપરોક્ત પ્રકારથી આચરણ કરવું જ પુષ્ટિભક્તિમાર્ગની સ્થિતિ છે, એટલે આ ભક્તિમાર્ગની નિર્દુષ્ટ મર્યાદા છે. અહીં सर्वं પદ પ્રયોગથી લૌકિક અને વૈદિક જે કઇ પણ કાર્ય કરવાનો મનોરથ છે, અભિપ્રાય હોય, તો તે સર્વને શ્રીપ્રભુને સમર્પણ કરી નેજ કરવું જોઇએ. निवेदिभिः વસ્તુ વિશેષણથી અને समर्प्य તે ક્રિયાપદથી સર્વત્ર ભગવાનના શેષીરૂપમાં સ્મરણ બતાવ્યું છે. આનો તાત્પર્ય એ છે કે જેમ અંશ-અંશીભાવ હોય, અંગ-અંગીભાવ હોય, ધર્મ-ધર્મીભાવ હોય, તેવીજ રીતે શેષ-શેષીભાવ હોય છે. અહીંયા શેષી તે મુખ્યનો બોધ કરાવે છે, જે ભગવાન છે, અને શેષ તે ગૌણ વસ્તુનો બોધ કરાવે છે, જે જીવ છે. તેથી આ બન્ને શબ્દો (निवेदिभिः અને समर्प्य) દ્વારા શ્રીપુરુષોત્તમચરણ આજ્ઞા કરે છે કે વસ્તુમાત્ર-પદાર્થમાત્ર ભગવદ્રૂપ છે, આ સમગ્ર જગતના સર્જક શ્રીપ્રભુ શેષીરૂપ છે, કારણકે સર્વ પદાર્થમાત્ર-વસ્તુમાત્રના આશ્રય સ્થાન શ્રીપ્રભુ છે. ભગવાન ભોક્તા છે, અને પદાર્થમાત્ર ભોગ્ય છે. આ પ્રકારે સમજવું જોઇએ. આ પ્રકારે સમજવાથી તે ખ્યાલ આવશે કે ભગવાન દ્વારા પ્રસાદરૂપ માં પોતાનું અને સ્વકીય વસ્તુઓના નિર્વાહ કરવા પર એવો ભાવ સિદ્ધ થાય છે કે આપણા સ્વામી દ્વારા સ્વસ્વીયસર્વ નો નિર્વાહ કરવા માટે સ્વયંની વસ્તુઓ આપી છે. જીવાત્માએ એવો અનુસંધાન રાખવો જોઇએ કે ભગવાને સ્વયંની વસ્તુઓ સ્વકીય જીવો-ભક્તો માટે તેમના જીવન નિર્વાહાર્થે આપી છે, તેથી આવી પરિસ્થિતિમાં ભગવદ્ અન્ન વગેરેનો ઉપયોગ કરવામાં આપણા માર્ગમાં કોઇ દોષ નથી.

(...ક્રમશ:)

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# ॥ મંગલાચરણ ॥

..ગતાંકથી આગળ

હવે આપણે શ્રીમહાપ્રભુજીને વંદનનો પ્રથમ શ્લોક જોઈએ :-

પદ્ય અને ગદ્યમાં વાત કરવાની (રજુ કરવાની) પદ્ધતિ જુદી જુદી હોય છે. પદ્યમાં શ્લોકમાં રજુ થયેલી વાતને સમજવા માટે એને ગદ્યની શૈલીમાં મુકવી જરૂરી બને છે, આને સંસ્કૃતમાં અન્વય કહેવાય છે. આપણે હવે શ્લોક ૧ નો અન્વય જોઈએ.

સંધી છોડીને એ તો આ શ્લોક નીચે જણાવેલ મુજબ બોલીએ તેને અન્વય કહેવાય.

*યત્-પાદામ્બુજ-રેણવઃ*

*ચિન્તા-સન્તાન-હન્તારો*

*તાન્ સ્વીયાનાં નિજ આચાર્યાન્*

*મુહુર્મુહુઃ પ્રણમામિ*

હવે આ શ્લોકમાં સ્થાપિત જુદા જુદા શબ્દો છે તેનો પહેલો સીધો-સાદો અને સરલ અર્થ સમજી લઈએ.

<u>ચિન્તા</u> :- સામાન્ય અર્થમાં ચિંતા.

<u>**સન્તાન**</u> :- (ગુજરાતીમાં પુત્રકે પુત્રી થાય) સંસ્કૃતમાં પરંપરાના અર્થમાં વપરાય (પુત્ર-પુત્રીથી વંશપરંપરા ચાલે છે તેથી તેમને સંતાન કહેવાય છે). અત્રે સંતાન એટલે પરંપરા.

હન્તારો :- નાશ કરનારા (નિવૃત્ત કરવું અને નાશ કરવામાં ફરક છે)

<u>યત્</u> :- જેમના

<u>પાદામ્બુજ</u> :- પાદ (શ્રીચરણ) અમ્બુજ (કમળ)

અમ્બુ એટલે પાણી, જ એટલે જન્મનાર, એટલે સમસ્ત પદરૂપે અમ્બુજ છે કે જેનો અર્થ થાય પાણીમાં જન્મે – કમળ

<u>**રેણવ**</u> :- રેણું એટલે રજકણ (બહુ વચન છે) – રજકણ

<u>**તાન્**</u> :- તેવું

<u>**સ્વીયાનાં**</u> :- સ્વીય (સ્વકીય-પોતાના)

<u>**નિજ**</u> :- પોતાના

<u>**આચાર્યાન્**</u> :- શ્રીમહાપ્રભુજી (ગુરુ)

<u>**મુહુર્મુહુ:**</u> :- વારંવાર

<u>**પ્રણમામિ**</u> :- હું પ્રણામ કરું છું.

**સંપૂર્ણ શ્લોકાર્થ** :- જેમના શ્રીચરણકમળની રજકણો ચિંતાઓની પરંપરાનો નાશ કરનારી છે, તેવા મારા પોતાના શ્રીગુરુદેવ એટલે કે શ્રીમહાપ્રભુજીને હું વારંવાર પ્રણામ કરું છું.

હવે આપણે આ શ્લોકના અર્થ પાછળ રહેલું મર્મ વિચારીએ. શ્રીગુંસાઈજી પ્રભુચરણે શ્રીમહાપ્રભુ વિરચિત નવરત્ન ગ્રંથ ઉપર પ્રકાશ નામની ટીકા લખી તે નવરત્ન પ્રકાશ વિવૃત્તિ છે, તેમાં આપશ્રી (શ્રીગુંસાઈજી) આ શ્લોકનો મર્મ સમજાવે છે. આ શ્લોકમાં એમ કહ્યું છે કે *ચિંતાઓની પરંપરા વૈષ્ણવોને પણ પજવે છે*..સૌથી પહેલા આપણે આ **ચિંતા** શબ્દને સમજીએ.

સંસ્કૃતમાં દરેક શબ્દનો અર્થ બે રીતે થાય છે. પ્રથમ યોગાર્થ, અને દ્વિતિય રૂઢાર્થ.

<u>**યોગાર્થ**</u> :- યોગાર્થનો પ્રથમ વિચાર કરીએ.

**ચિતિ સ્મૃત્યામ્** (ચિંતા એટલે સ્મૃતિ-સ્મરણ) – ભૂતકાળમાં બનેલી ઘટના કે વ્યક્તિઓનું સ્મરણ એટલે ચિંતા.

<u>**રૂઢાર્થ**</u> :- કોઈપણ વિચારથી મનમાં થતી ગભરામણ, મનમાં લાગતો ડર એટલે ચિંતા.

પ્રશ્ન થાય કે વૈષ્ણવને શાની ચિંતા થાય ? જે જીવે બ્રહ્મસંબંધ કરીને પોતાનું સર્વ કાંઇ શ્રીપ્રભુને સોપી દીધું છે, જે શ્રીપ્રભુનો દાસ બની ગયો છે, જેને શ્રીપ્રભુમાં સંપૂર્ણ શરણાગતી સ્વીકારી લીધી છે, એને સમર્પિત જીવન જીવવાનું અને શ્રીજીની સન્મુખતાની કૃપા થઈ છે. જેના સ્વમી શ્રીપ્રભુ સ્વયં છે, જેને શ્રીપ્રભુ, શ્રીમહાપ્રભુ અને શ્રીગુરુચરણમાં દૃઢ વિશ્વાસ છે, તેવા વૈષ્ણવને ચિંતા કેવી ?

આપણા માર્ગમાં શ્રીગુંસાઈજીના ષષ્ઠકુમાર શ્રીયદુનાથજીના ગૃહ-વંશમાં પ્રગટેલ શ્રીપુરુષોત્તમજી, જે સમજાવે છે કે વૈષ્ણવને આ બધુ હોવા છતાં ચિંતા સતાવે છે. એના ત્રણ કારણ છે.

૧. કાળ, ૨. પ્રારબ્ધ, ૩. સ્વભાવ

શ્રીપ્રભુ, શ્રીહરિ પોતાના જીવને આ ત્રણ પરિબળ આપે છે.

૧. <u>કાળ</u> :- હવે પ્રથમ પરિબળ તે **કાળ** છે. કાળ એટલે સમય છે. કળિયુગના દુષ્ટ સમયમાં વૈષ્ણવ મનથી ઈચ્છેતો પણ સરખી રીતે સેવા કરી શક્તા નથી એટલે વૈષ્ણવને ચિંતા થાય છે.

૨. <u>પ્રારબ્ધ</u> :-સર્વ પુષ્ટિ જીવો સરખા નથી હોતા, શ્રીપ્રભુ બધા પુષ્ટિ જીવોને એક સરખાં ફળનું દાન પણ કરતાં નથી. જેના ભાગ્યમાં જેટલું હોય તેટલું જ મળે (સ્વભાવ-અધિકાર ભેદ). જેના પ્રારબ્ધમાં શ્રીહરિની સેવા નથી, ભગવદ્દકૃત પ્રતિબંધ આવે છે, આમ જીવને શ્રીપ્રભુની સન્મુખ ન થવાની અને ટહેલમાં ન પહોંચવાની ચિંતા થાય છે.

૩. <u>સ્વભાવ</u> :- દરેક જીવના સ્વભાવ પણ જુદા હોય છે. વૈષ્ણવ-વૈષ્ણવે સ્વભાવ જુદા હોય છે. આમ સ્વભાવના કારણથી શ્રીપ્રભુથી દૂર રહેવાથી વૈષ્ણવોને અજંપો રહે છે. આમ વૈષ્ણવને શ્રીપ્રભુ સન્મુખ ન થવાની ચિંતા રહે છે.

આમ આ ત્રણ પરિબળો વૈષ્ણવોને ચિંતા કરાવવાના મુખ્ય કારણ બતાવવામાં આવ્યા છે.

એક વિચાર કરો કે ચિંતા શબ્દનો અર્થ સ્મૃતિ-સ્મરણ કર્યો છે. સ્મરણ હંમેશા ખોટી વાતનું જ થાય તેવું નથી, સારા વિચારો પણ આવે, સારા વિચારોની ચિંતા ના હોય, ચિંતા તો ખોટા વિચારોની જ હોય. તો પછી સેવા કરતાં સારા વિચારો આવે એની ચિંતા કેવી અને શા માટે ?

શ્રીપુરુષોત્તમજી ખુલાસો કરતાં આજ્ઞા કરે છે કે - માણસને બે પ્રકારના વિચાર આવે, એક તો સારા અને બીજા ખોટા વિચારો. વૈષ્ણવને સારા વિચાર પણ બે પ્રકારના આવે. ૧. લૌકિક, અને ૨. અલૌકિક

શ્રીપ્રભુના સુખ અંગેના સારા વિચારો તે અલૌકિક સારા વિચાર અને દુનિયાદારી ના અંગે સારા વિચાર તે લૌકિક વિચાર.

દા.ત. :- એક સેવક-વૈષ્ણવ શ્રીપ્રભુની સેવા કરવામાં વ્યસ્ત હોય, અને મનમાં લૌકિક સારો વિચાર આવે કે આજે મકરસંક્રાંતિનું પર્વ છે, દાનનો મહિમા છે, થોડુ દાન કરીશ (વિચાર સારો છે), પણ એ વિચાર સેવામાં વિક્ષેપ કરનાર છે, મન સેવામાંથી, શ્રીપ્રભુના સુખેચ્છાથી દૂર હટી લૌકિક તરફ અટકી ગયું. મન શ્રીપ્રભુની સન્મુખતામાં આવો વિચાર શા માટે આવે છે ? શ્રીપ્રભુમાંથી મારું ધ્યાન આ વિચાર કેમ હટાવી દે છે ? આવા સમયે સેવક-વૈષ્ણવે શ્રીમહાપ્રભુની વાણીનું સ્મરણ કરવું જોઈએ *ચેતસ્તત્પ્રવણં સેવા...* (ચિત્ત પ્રભુમાં પરોવાય તેનું નામ સેવા), આમ સેવા દરમ્યાન ચિત્ત શ્રીપ્રભુમાંથી ખસી જાય ત્યારે તે સાચો વૈષ્ણવ હતાશા અનુભવે છે, તેને ચિંતા થાય છે કે શ્રીપ્રભુ મારી આવી સેવાનો સ્વીકાર કરશે કે નહીં.

શ્રીપુરુષોત્તમજી સેવામાં ચિત્તના વિક્ષેપ થવાના બે કારણ આપે છે :

અસત્ય વિધાન, અને સત્ય-અસત્ય વચ્ચેની સમજનો અભાવ.

(...ક્રમશઃ)

સંકલનઃ રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)

# દંડાકારં લલાટે સ્યાત્

...ગતાંકથી આગળ

**મુકુન્દદાસ** :- આપણી વાત થઇ કે એક અન્ય સ્થળે આપણને આવી આજ્ઞા મળે છે કે *ઊભા તિલક (દ્વિરેખ દંડાકાર)ના વિશાળ, અત્યન્ત મનોહર અને અવકાશ સહિત મધ્ય ભાગમાં લક્ષ્મીજી સહિત શ્રીહરિ બિરાજે છે.*

આ શ્લોકમાં વિશાળ અને અવકાશ, એમ બે વિશેષણનો ક્રમવડે ફેલાવવાળા એવા અર્થ યુક્ત વિ શબ્દથી શાલચ્ પ્રત્યય લાગતાં વિશાળ શબ્દ છે. વિશાળ શબ્દનો અર્થ થાય ફેલાયેલું, મોટું, એવું શબ્દકોષ કહે છે. હવે એમ બને કે વિશાળ શબ્દનો ઉલ્લેખ કર્યો, તો શું સમજવું ? સમજવાનું એ કે તિલકને નાસિકાના મૂળથી કપાળમાં વાળ સુધી રૂચે તેમ (નિર્દોષ અને સુંદર) વિસ્તૃતપણું દેખાય તેવું તિલક કરવું. અવકાશ સહિત, એટલે બે રેખા વચ્ચે સમ્યક અન્તર સાથે. એટલે દ્વિરેખ દંડાકાર તિલકને વિશાળ કરવું, અને બન્ને દ્વિરેખ વચ્ચે અવકાશ-જગ્યા હોય તેવું તિલક કરવું. અવકાશ સહિત વિશાળ તિલક કરવું, તે અભિષ્ટ અવકાશ સહિત હોવાથી પૃથક્ પણાને પ્રતિપાદન કરતું બે રેખાઓ સમાપ્ત થાય છે, તેવા અર્થ આ શ્લોક દ્વારા સમજાવવા માં આવી રહ્યો છે.

આજકાલ ઘણાં તિલક નાનું કરતાં હોય છે, પણ ઉપર પ્રમાણે જો આપણે સમજીએ તો તે સ્પષ્ટ થઇ જાય છે કે તિલક તો નાસિકાના મૂળથી આરંભીને લલાટ પ્રદેશથી લઇને કેશ પર્યન્ત તિલક કરવું. તિલક સુમનોહર હોવું જોઇએ. સુમનોહરપણું એટલે *સીધું, સુન્દર, સારાં પડખાવાળું (સીધી રેખાવાળું), અત્યન્ત મનોહર, સ્વચ્છ, શોભાયુક્ત દંડાકાર ઊભું તિલક કરે અને વચ્ચે ભાગ છૂટુ રાખે, માર્ગ રાખે.* આ શ્લોકાર્થ દ્વારા સુમનોહર શબ્દ ના અર્થથી સમજાય છે કે સુમનોહર શબ્દનો સંબંધ દ્વિરેખ-દંડાકાર તિલકને સમજાવે છે, સરખામણી થાય છે, અને તે કારણે ઊભા તિલકપણામાં રહેલા બે દંડ (રેખા) સુમનોહર, વિશાળ અને સાવકાશ સાથે મધ્યભાગમાં શ્રીસહિત હરિની સ્થિતિ કહેલી હોવાથી અને તે સ્થિતિ મંદિરમાંજ યોગ્ય હોવાથી મંદિરાકારની પ્રતીતિથી દ્વિરેખ દંડાકારની મંદિરાકારતા નિર્બાધ છે.

**રાકેશ** :- કાકા, એટલે એમ સમજાય ને કે આપણે જે દંડાકાર તિલક કરીએ છીએ તે તો શાસ્ત્ર સિદ્ધ છે, અને તે સુમનોહર છે, વિશાળ કરવું, અને વચ્ચમાં અવકાસ રાખવું. અને આ પ્રમાણે કરતાં તે આપણા શ્રીગોકુલેશ શ્રીસ્વામિની સાથે મધ્યમાં બિરાજે છે, અને આવું તો કેવળ મંદિરમાં હોય, કે મંદિરના અંદર ગર્ભગૃહમાં શ્રીપ્રભુ શ્રીસ્વામિની સંગે બિરાજી સર્વને દર્શન દે છે, તેથી આપણે જે તિલક કરીએ છીએ, તેમાં મંદિરપણું છે, તેથી આપણે આપણા દ્વારા કરાતું દંડાકાર તિલકમાં મંદિર-આકારતા છે, હરિ મન્દિર છે, તેમાં કોઇ શંકા ન થવી જોઇએ. કાકા, હું બરાબર બોલ્યો ને ? જો મારી સમજમાં કોઇ ભૂલ થઇ હોય તો સુધારજો, કારણકે હું તો આ સમજ્યો.

**મુકુન્દદાસ** :- ભાઇ રાકેશ, તુ તો બરાબર સમજ્યો. આપણા દંડાકાર તિલકમાં શ્રી સહિત પ્રભુ બિરાજે છે. તેથી તે મંદિરાકારતા છે. ઘણાં એવું પણ કહેતાં હોય છે કે કેવળ બાંધેલું તિલક (ઊર્ધ્વપુંડ્ર) તિલકજ મંદિરાકારતા છે, તો આપણે સમજવું જોઇએ કે આપણાં પૂર્વાચાર્ય શું આજ્ઞા કરી ગયા. શ્રીગુંસાઇજીના દ્વિતિય આત્મજ પૂજ્યચરણ શ્રીગોવિન્દજીના પ્રથમાત્મજ શ્રીકલ્યાણરાયજીએ તત્ત્વાર્થદીપ નિબંધમાં શ્રીમહાપ્રભુજીની મૂળ કારિકા એવં પ્રકાશ પર ટિપ્પણીમાં આજ્ઞા કરે છે કે ..*તે કારણથી જેણે શરીર ઉપર ઊભું તિલક (દ્વિરેખ-દંડાકાર) ધારણ કર્યું હોય તેનો દેહ તે ભગવાનનું નિર્મલ હરિ મન્દિર છે...(પદ્મપુરાણ. ઉ. ૨૫૩-૩)* એવી આજ્ઞા શ્રીકલ્યાણરાયજી પદ્મપુરાણના પ્રમાણ વચન દ્વારા ઊભું તિલક (દ્વિરેખ દંડાકાર) કરનારના દેહની જેમ હરિ મન્દિર-આકારતા સ્વીકારાય છે, એમ આ દ્વિરેખ-દંડાકાર તિલકની પણ *તે વિભાગ-માગ હરિ-મન્દિર છે*. એટલે કે તિલકની વચ્ચે જે ભાગ ખાલી છે, તે શ્રીહરિનું મન્દિર છે. આમ શ્રીહરિનું મન્દિર તો અનેક પ્રકારે થાય, તેમાં ના એક પ્રકારે આ દ્વિરેખ દંડાકાર તિલક પણ શ્રીહરિનું મન્દિર છે.

જેમ આપણું શાસ્ત્ર આજ્ઞા કરે છે કે *સત્પુરૂષોનો શિષ્ટાચાર તે વેદના પ્રમાણ ગણાય છે*, એટલે એમ સમજવું કે જે શિષ્ટાચાર હોય તેઓ તે પ્રમાણે કરે, અર્થાત્ દ્વિરેખ દંડાકારમાં મન્દિરાકારતા એમ તમામ પ્રમાણ યુક્ત છે, તે પણ એક શિષ્ટાચાર છે.

**ચંદનમાસી** :- મુકુન્દદાસ આપણા અલૌકિક શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ સર્વદા સેવ્ય શ્રીદાદાજી શ્રીગોકુલેશ પ્રભુને અનન્યરૂપે ભજનારાઓમાં દ્વિરેખ-દંડાકાર તિલકમાં મન્દિરાકરતા નામની માન્યતા અત્યન્ત પ્રાચીન છે.

**મુકુન્દદાસ** :- આપણા શુદ્ધાદ્વૈત-પુષ્ટિમાર્ગ સંપ્રદાયમાં બન્ને પ્રકારનું તિલકની પરંપરાથી પ્રચલ્લિત હોવાથી એકને ગ્રહણ કરવું કે ત્યાગ કરવું તેમ કહી શકાય નહીં, બન્ને દેખાય છે, બન્ને તિલકનો વિધાન છે, બન્ને સરખાં છે, અને બન્ને સરખાં બળવાળાં છે, તેનું કારણ આપનાં શાસ્ત્રો કહે છે કે -

**દંડાકારં તુ વા દેવિ ? ધારયેદૂર્ધ્વપુણ્ડ્રકમ્** । (પદ્મપુરાણ ઉ ૨૫૩-૫૭)

હે દેવિ ! ઉત્તમ ભગવદ્‌ભક્ત, ચરણાકાર અથવાં તો દંડાકાર ઊભા તિલકને ધારણ કરે..

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## શ્રીહરિરાય વાઙ્‌મુક્તાવલી

### ।। બહિર્મુખત્વનિવૃત્તિઃ ।।

(અનિવાદક વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી)

निजाचार्यपदाम्भोजं स्थापत्यां सततं हृदि ।

तत एव तदीयानां सकलं सिद्धिमेति हि ।। १ ।।

બહિર્મુખ કેવી રીતે થવાય છે, એનો ખ્યાલ આપીને હવે બહિર્મુખતાથી બચવાનો માર્ગ શ્રીહરિરાયચરણ બતાવે છે. બહિર્મુખથી બચવું હોય, દાસ્યધર્મને સહજ પણ આંચ આવવા દીધા સિવાય શ્રીપ્રભુ પ્રસન્ન કરવા હોય તો આપણા શ્રીમહાપ્રભુજીને હૃદયમાં સ્થાપો. આપણા ગમેતેવા દોષકોષનું દહન કરી શ્રીપ્રભુની સાથે મજબૂત ગાંઠ-સંબંધ બાંધી

દેનાર આપણા ગુરુ શ્રીમહાપ્રભુજીના શ્રીચરણકમલને હૃદયમાં પધરાવો. અને એ કાર્યજો થઇ ગયું તો પછી બીજું કાંઇ કરવાનું રહેતું નથી. જે તદીય (ભગવદીય, પરમ ભગવદીય, તાદશી, ભાગવત, પરમ ભાગવત – આ સર્વ એકજ અર્થને સૂચન કરે છે) છે તેને તો શ્રીમહાપ્રભુજીના દઢ આશ્રયથી સર્વ સિદ્ધ; બીજાં કાંઇ સાધન એને કરવાં પડતાં નથી. કવિવર દયારામભાઇ કહે છે કે શ્રીમહાપ્રભુજીનો ભગ્ન ભરોંસો, એજ અન્યાશ્રય, એટલા માટે શ્રીમહાપ્રભુજીમાં જ દઢ વિશઆવાસ રાખવો એ તદીયનો મુખ્ય ધર્મ છે. ૧

सङ्ग सतामेव सदा विधेयो नासतां क्वचित् ।

सत्सङ्गो हरौ बुद्धिरसत्सङ्गाद् गृहादिषु ।। २ ।।

સંગ કરવો તો સત્પુરૂષનો જ કરવો. સંગ પણ સત્પુરૂષનો જ થાય એવી પ્રાર્થના કરવી, કેમકે સત્પુરૂષો સંગદોષનો હરનારા છે. અસત્પુરૂષોનો સમાગમ કદાપિ ન કરવો. સત્પુરૂષોના સંગથી શ્રીપ્રભુમાં બુદ્ધિ થાય છે. દુષ્ટ પુરૂષોના સંગથી ગૃહાદિમાં આસક્તિ થાય છે. વસ્તુતઃ તો શ્રીમહાપ્રભુજીમાં રતિ રાખવી એ જ મુખ્ય કર્તવ્ય છે, છતાં એ કાલબલથી ન્યુન થાય તો શ્રીમહાપ્રભુની આજ્ઞા પ્રમાણે તાદશી ભગવદીયોના પરમ શ્રેષ્ઠ શ્રીપ્રભુમાં પ્રેમ થાય છે. ભીંજાયેલા હોય તે જ ભીંજવે છે. રંગાયેલા હૃદયનો જ રંગ અન્ય અરક્ત હૃદયને રંગે છે. શ્રીપ્રભુ પ્રેમસેવાસિતના જ સંગથી હરિરતિરૂપ સુગંધનો પાસ લાગે. ખલ પુરૂષોનો-આસુરાવેશીનો સંગ કરવાથી એવી જ બુદ્ધિ થાય છે. એઓ માત્ર શિશ્નોદરપરાયણ હોવાથી એઓનો સમાગમ ફલ દેનારો ક્યાંથી ? એ જ કે આપણે પણ એવા જ પ્રપંચાસક્ત બની જઇએ. ૨

असन्तस्तु विजातीया मतिमन्तो निजा अपि ।

सन्तो हरौ रतियुता उदासीनास्तदाश्रिताः ।। ३ ।।

અસત્ પુરૂષો વિજાતીય છે. એનો આશ્રય ભલભલા સત્પુરૂષોને પણ ડોલાવી દે છે, તો સાધારણોનો હિસાબ શો ? સત્પુરૂષો નિજપ્રભુના છે, બુદ્ધિમાન છે. એઓ શ્રીપ્રભુમાં પ્રીતિ ધરાવનારા છે, તો પણ એઓ જે વિજાતીય-જુદી જાતના ખલ પુરૂષોના સમાગમમાં

આવી જાય તો અવશ્ય એઓ શ્રીપ્રભુપ્રેમથી, શ્રીપ્રભુસેવાથી ઉદાસીન બની જાય. સિંહના સહવાસથી વિખૂટું પડેલું સિંહનું બચ્ચું શિયાળના ટોળામાં ભળીને જેમ પોતાનું સ્વરૂપ ભૂલી જાય છે તેમ સારા સમાગમનો પાસ જલ્દી બેસતો નથી, પરંતુ ખરાબ દુ:સંગની અસરતો મોટા મોટાઓને પણ જલ્દીથી થઇ જાય છે. માટે એથી સાવધાન રહેવું. ૩

स्वमार्गीयः परो धर्मो हरिसेवा निरन्तरम् ।

फलरूपतया ज्ञात्वा विधेया मन आदिभिः ।। ४ ।।

સ્વમાર્ગનો-શ્રીમહાપ્રભુજીએ દૈવસૃષ્ટિ ઉપર પરમ અનુગ્રહ કરીને પ્રકટ કરેલા માર્ગ નો મુખ્ય ધર્મ પ્રભુસેવા જ છે. એ પણ નિરંતર કર્યા કરવી. શરૂઆતમાં તનુજા અને વિત્તજા સેવા દેહથી અને દ્રવ્યથી નિરંતર કરવી. એ સેવા જ પરમફલરૂપ છે. એમ માનવું. દ્દઢ નિશ્ચય રાખવો કે આ સેવા સિવાય બીજું કાંઇ ઉત્તમ ફલ છે જ નહીં; મોક્ષાદિક પણ તુચ્છ છે. એ સેવા કરતી સ્થિતિમાં જે અમંદ આનંદ પ્રાપ્ત થાય છે તેવો અન્યત્ર નથી, માટે એ જ સ્થિતિમાં રહેવું એ જ પરમ ફલરૂપ છે. એ સેવા મન વગેરેથી કરવી, માનસિક સેવા કરવી. મન વગેરે સર્વ ઇન્દ્રિયગણ અને દેહ વગેરે પરિકર સેવોપયોગી બનાવવાં. શ્રીપ્રભુની સેવા તેનો બીજે ઠેકાણે વિનિયોગ ન થઅય એની ખાસ સંભાળ રાખવી. તનુજા-વિત્તજા સેવા કરતાં કરતાં માનસી સેવા જે પરમ ફલરૂપ છે તે સિદ્ધ થાય છે. પહેલી બન્ને સેવા વેળાએ સેવોપયોગી પદાર્થોનો સાક્ષાત્ અનુભવ નથી થતો. માનસી સેવા સિદ્ધ થતાં દ્દષ્ટિ જ બદલાઇ જાય છે; શ્રીપ્રભુને પધરાવવાના સિંહાસનમાં કે ગાદીમાં ભૌતિક પદાર્થોદ્દષ્ટિગોચર થતાં નથી, પરંતુ એ સ્થળે સાક્ષાત્ શ્રીયશોદાજીના ઉત્સંગના દર્શન થાય છે. એવી રીતે સર્વત્ર સમજી લેવું. આવા અલૌકિક અનુભવથી અધિક ફલ શું હોઇ શકે ? ૪

सदानुसंहतिः कार्या निवेदनकृतेरपि ।

सद्भिः सह ततः कृणः क्षणान्तं हृदयं विशेत् ।। ५ ।।

શ્રીમહાપ્રભુજીની આજ્ઞાનુસાર ભગવદીયોની સાથે સદા સર્વદા નિવેદનનું અનુસંધાન કરવું. એ આજ્ઞા આપે નવરત્ન ગ્રંથમાં કરી છે. એવા કોઇ વિરલ ભગવદીયોનો

સુભાગ્યે કરીને સમાગમ થઇ જાય તો એમની સાથે નિરંતર નિવેદનનું સ્મરણ કરવું. પોતાનું કહેવાતું સર્વસ્વ તુલસીદલ લઇને શ્રીમદગ્નિસ્વરૂપનાજ કૃપાબલથી શ્રીપ્રભુને અર્પણ કરેલું છે એનો વિનિયોગ શ્રીપ્રભુમાં જ થવો જોઇએ તેમજ સ્વામી-સેવકનો બંધાયેલો નાતો સદા નભે એમ વર્તવું જોઇએ-વગેરે અનુસંધાન નિવેદિતાત્મા ભગવદીયો ના સમાગમથી જ રહે છે, માટે એવાઓ સાથે નિરંતર નિવેદનનું સ્મરણ કરવું. એમ કરવાથી એ જ ક્ષણે, એ જ પળે સાક્ષાત્ શ્રીગોકુલેશ હૃદયમાં બિરાજે છે. ૫

श्रीभागवतभावार्थं श्रवणं कीर्तनं तथा ।

स्मरणं वा सदा कार्यं बाहिर्मुखनिवृत्तये ।। ६ ।।

વળી બહિર્મુખતા ટાળવા માટે એવા જ ભગવત્સેવાપરાયણ ભગવદીયોના જ મુખારવિંદથી શ્રીમદ્ ભાગવતનો ભાવાર્થ શ્રવણ કરવો. દશલીલાવિશિષ્ટ શ્રીપ્રભુની નિત્ય નૂતન લીલાના રસનો અનુભવ એવા ભગવદીયોના હૃદયમાં પ્રકટ થયેલી વાણીથી જ થાય છે. ભગવલ્લીલાનો સાક્ષાત્કાર કરીને ગાયેલાં અષ્ટસખાદિ મહાનુભાવીઓનાં રસમય પદો નું કીર્તન કરવું અને શ્રવણ કરેલી શ્રીમદ્ભાગવતોક્ત ભગવલ્લીલા અને કીર્તન કરેલી પરમ ભગવદીયોની વાણીનું અહર્નિશ સ્મરણ કરવું. બહિર્મુખતાની નિવૃત્તિ એથી જ થાય છે. આ સિવાય બહિર્મુખતાથી બચવાનો બીજો ઉપાય એકે નથી. ૬

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



## સેવક-વૈષ્ણવો માટે પોતાના શ્રીગુરુદ્વાર-શ્રીગુરુદેવ પ્રતિ સામાન્ય વ્યવહાર

**અસમર્પિત ત્યાગ** : -

જે વૈષ્ણવ અન્યાશ્રય કરે છે અને અસમર્પિત ખાય છે તેનાથી શ્રીમહાપ્રભુજી ખૂબ દૂર રહે છે એ નિશ્ચય જાણવું.

(શ્રીગોકુલેશ પ્રભુ વચનામૃત - ૧)

ભક્તિમાર્ગમાં ભગવદ્ સંબંધ થયેલ ન હોય તેવી વસ્તુના સંબંધથી દોષ થાય છે. આથી અસમર્પિત વસ્તુનો સર્વથા ત્યાગ કરવો. સ્વમાર્ગાનુસાર જેમણે નિવેદન કર્યું છે તેઓએ લૌકિક ક્રીયા અર્થાત્ પુત્રાદિના વિવાહ, બ્રાહ્મણાદિ ભોજન, વૈદિક એટલે યજ્ઞ, શ્રાદ્ધ આદિ ક્રીયા વગેરે ભગવદ્ સમર્પિત કરેલા પદાર્થોથી જ કરવી. અર્ધભુક્ત પદાર્થનું ભગવાનને સમર્પણ ક્યારે કરવું નહીં. આ પ્રમાણે ભક્તિમાર્ગમાં ભગવાનની ઉચ્છિષ્ટ પ્રસાદીથી ન સેવકે પોતાનો નિર્વાહ કરવો, અન્ય કોઈપણ પ્રકારે કરવો નહીં.

(સિદ્ધાંત રહસ્ય શ્લોક ૪ થી ૬ - શ્રીગોકુલેશ વિવૃત્તિ)

<u>વ્રત</u> :-

વૈષ્ણવોએ વર્ષની ચોવીસ એકાદશી અને ચાર જયંતિ વ્રતો (જન્માષ્ટમી, રામનવમી, નૃસિંહ ચતુર્દશી અને વામન દ્વાદશી) અવશ્ય કરવાં.

(તત્વાર્થદીપ-સર્વનિર્ણય નિબંધ કા. ૨૪૫)

ભગવદ્ શરણમાર્ગમાં આવનાર મનુષ્યે અન્ય કોઈ દેવસંબંધી શિવરાત્રી આદિ વ્રતો તેમજ દેવસંબંધી કામ્યવ્રતો કદાપિ કરવાં નહીં.

(શ્રીસુબોધિની : ૧૦-૩૧-૧ લેખ)

શાસ્ત્રાનુસાર તથા શ્રીમહાપ્રભુજીની આજ્ઞા મુજબ ઉત્તમ વસ્તુ તો એ છે કે આપણે એકાદશી કરવી જ જોઈએ. અન્ન તો ન જ લેવાય. આપણે એકાદશીના દિવસે ફલાહાર લઈએ તે પણ શ્રીપ્રભુને ભોગ ધરીને લઈએ, અસમર્પિત તો ન જ લઈએ. શ્રીપ્રભુ તે દિવસે સખડી પણ આરોગે અને ફલહાર પણ આરોગે. શ્રીઠાકોરજી કંઈ એકાદશી કરતાં નથી. તેથી શ્રીઠાકોરજી બંને આરોગે, પરંતુ આપણે કેવળ ફલાહાર લઈએ. આ જ નિયમ આપણે જાળવવો જોઈએ. પછી એવું ન કહી શકાય કે શ્રીઠાકોરજી સખડી આરોગે એટલે આપણે પણ એકાદશીના દિવસે સખડી લેવી! શ્રીઠાકોરજીએ તો શ્રીગિરિરાજધારણ કર્યો એટલે આપણે ઉપાડવા જઈશું તો આપણે તો હાથ ભાંગી જશે.

(ગોસ્વામી શ્રીશ્યામ મનોહરજી-અમૃતનું આચમન પૃ.૧૨૫)

ઉપ એટલે સમીપ અને વાસ એટલે રહેવું અર્થાત્ ઉપવાસ એટલે શ્રીપ્રભુની સમીપ રહેવું. અપવાસ નો અર્થ નરક થાય છે. માટે સેવક-વૈષ્ણવોએ અપવાસ અથવા અપ્પા શબ્દનો પ્રયોગ કરવો નહીં.

વ્રતના દિવસે પાન ગુટખા, કેફી દ્રવ્યો આદિનું સેવન કરવું નહી. ક્ષૌરકર્મ (દાઢી-કેશમુંડન) પણ કરાવવું નહીં. અંતિમ ક્રીયા, બેસણું, લોકાચાર વગેરે ક્રીયામાં જવું નહીં. શક્ય એટલું ભગવદ્નામ લેવું.

...ક્રમશઃ

સંકલનઃ- રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ.)

## શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશપ્રભુ વ્યક્ત બત્રિસ લક્ષણ

### સપ્તદશમો લક્ષણ - મન સ્થિર રાખવું.

અબ સપ્તદશમો લક્ષણ કહેત હેઃ - ફેરિ શ્રીમહાપ્રભુજી (શ્રીગોકુલનાથજી) કહેત હેં જો, વૈષ્ણવકો યોગ્ય હે જો અપને ચિત્તકો સ્થિર રાખે. ઓર બુદ્ધિ સ્થિર રાખની. જો કાહુવાતમેં આતુરતા ન કરે. જો શ્રીઠાકોરજીકી સેવા સ્થિરતાસો કરની જો સેવા કરત મનકો સ્થિરતા રાખનોં. જો ચંચલતા ન કરની. સેવા કરનમેં મન શ્રીઠાકોરજીકે શ્રીચરણારવિંદમેં રાખે. સેવા કરત કાહુસો સંભાષણ ન કરે. સેવા કરતમેં કહુસો દુર્વચન ન કહે, સેવા કરતમેં અન્યથા ન ભાખનોં, સેવા કરતમેં સંસાર વિચાર મનમેં ન કરનો, યા ભાંતિ વૈષ્ણવ કો યોગ્ય હે. જો અપનો મન સ્થિર રાખે તો વાકી સેવા કરની સુફલ હે યહ જાનનો.

બહુરિ શ્રીમહાપ્રભુજી કલ્યાણ ભટ્ટ સો બોલે જો વૈષ્ણવ હોય કે મનકો ડીગાવે નાહીં. મનકો સબ કામમેં ધીરજ રાખે પ્રભુકો સર્વ સમર્થ કરિ જાનનો. ચિંતા મનમેં ન રાખની. કદાચિત કાહુ વાતકી ભીર પરે તો વ્યાકુલ ન હોનો. શરીરકો કષ્ટ દેનો નાહીં જો શ્રીજીકો ભરોસો સર્વ કામમેં રાખનો. અપનો નિત્યકર્મ સબ કરનો. ઓર શ્રીઠાકોરજીકે શ્રીચરણારવિંદમેં મન રાખનો. અષ્ટાક્ષર ઓર દીનતાસોં જપ કરનો. બાલલીલાકે પદ

શ્રીજીકે આગે પ્રસન્નતા સો ગાવને, જો યહ ગૃહસ્થધર્મ હે સો તો યા વિષે કદાચિત્ મનકો કષ્ટ આય પડે તો મનકો ડિગાવનો નાહીં. હરિસ્મરણ ભલી ભાંતિસો કરનો. પહેલે હુતે વિશેષ કરનો-સદા. ૧૭

।। ઇતિશ્રી સપ્તદશમો લક્ષણ સંપૂર્ણમ્ ।।

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## આશ્રયકો પદ

### શ્રીકન્હૈયા પ્રભુ (શ્રીવિઠ્ઠલેશરાયજી) કૃત આશ્રય કો પદ

શ્રીવલ્લભ તુમ વિના ઓર ન કોઇ ।

તુમારી કૃપાતેં એક હી ક્ષણમેં સકલ મનોરથ હોઇ ।। ૧ ।।

ઇચ્છા વિના પાત નહીં હાલત, આપ કરો સોઇ હોઇ ।

વિઠ્ઠલકે મન દઢ યહ આઇ, રાખો ચરણ સમોઇ ।। ૨ ।।

*।। શ્રીગોકુલનાથ કી જય ।।*

